॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર




# સનાતન ધર્મ પત્રિકા




કાર્યાલયઃ ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પલેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● ભાદરવા સુદ-૧૦ ● તા. ૨૮-૦૮-૨૦૨૦ ● શુક્રવાર SDP NO: 132 MOB. : +91 78018 77774, +91 77189 77774. anksanatandharmpatrika@gmail.com


## બીલીમોરા ની પ્રતિષ્ઠિત શૈક્ષણિક સંસ્થામાં આપણી જ્ઞાતિના ભાઈઓની નિમણુંક

- મહેન્દ્ર સાંખલા, બીલીમોરા .

બીલીમોરા નગર ની ૬૫ વર્ષ જુની પ્રતિષ્ઠિત શૈક્ષણિક સંસ્થા "બીલીમોરા વિભાગ કેળવણી મંડળ"ની આગામી ૨૦૨૦ થી ૨૦૨૩ એમ ૩ વર્ષ માટેની ચૂંટણી ગત્ તા. ૨૫/૦૮/૨૦૨૦ ના રોજ થયેલ.

આ સંસ્થામાં આપણી શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ - બીલીમોરા સમાજના સભ્યો એવા વડીલ શ્રી શિવજી ભાઈ માવજીભાઈ સાંખલા અને શ્રી મગનભાઈ તેજાભાઈ માકાણી ઉપપ્રમુખ પદે તથા શ્રી ભરતભાઈ કરમશી ભાઈ જાદવાણી ઉપાધ્યક્ષ મેનેજીંગ ટ્રસ્ટી તરીકે ચૂંટાઈ આવ્યા હતા. જે માટે બીલીમોરા સમાજનાં તમામ હોદ્દેદારો અને જ્ઞાતિજનો માટે ગૌરવની વાત છે. જેથી સર્વે હોદ્દેદારો તેમજ સભ્યો તેમને અભિનંદિત કરતા હર્ષની લાગણી અનુભવી રહ્યા છે.

બીલીમોરા વિભાગ કેળવણી મંડળ શૈક્ષણિક અને સેવાકીય કાર્ય કરતી સંસ્થા છે. જેના નેજા હેઠળ ૭૦૦૦ થી વધુ વિદ્યાર્થી ભાઈ-બહેનો જુનિયર KG થી કૉલેજ સુધીના અભ્યાસનો લાભ લે છે.

**ટિમ પ્રચાર પ્રસાર સમિતિના સર્વે સભ્યો ચૂંટાયેલા સર્વે સભ્યોનો અભિનંદન પાઠવે છે.**

## ભારતીય ભાષાઓની વર્ણમાળામાં વિજ્ઞાન ભરેલું છે.

આજકાલના ઈંગ્લિશ માધ્યમમાં શિક્ષણ લેતા વિદ્યાર્થીઓને કદાચ ખબર પણ નથી કે ભારતીય ભાષાઓની વર્ણમાળામાં વિજ્ઞાન ભરેલું છે. વર્ણમાળાના પ્રત્યેક અક્ષર તર્કશુદ્ધ છે અને ચોક્કસ ગણતરી સાથે ક્રમશઃ મુકવામાં આવ્યાં છે. અન્ય વિદેશી ભાષાની વર્ણમાળામાં આવો વિજ્ઞાનિક દ્રષ્ટિકોણ જડતો નથી. ઉદા. જુઓ :

**ક ખ ગ ઘ ઙ** - આ પાંચના સમુહને કંઠવ્ય કહેવાય છે કારણકે આનો ઉચ્ચાર કરતી વખતે કંઠમાંથી ધ્વનિ નીકળે છે. ઉચ્ચાર કરી જુઓ.

**ચ છ જ ઝ ઞ** - આ પાંચેય તાલવ્ય કહેવાય છે કારણકે આનો ઉચ્ચાર કરતી વખતે જીભ તાળવે લાગશે. ઉચ્ચાર કરી જુઓ.

**ટ ઠ ડ ઢ ણ** - આ પાંચેય મૂર્ધન્ય કહેવાય છે કારણકે આનો ઉચ્ચાર કરતી વખતે જીભ મૂર્ધાને લાગશે. ઉચ્ચાર કરી જુઓ.

**ત થ દ ધ ન** - આ પાંચના સમુહને દંતવ્ય કહેવાય છે કારણકે આનો ઉચ્ચાર કરતી વખતે જીભ દાંતને અડે છે. પ્રયત્ન કરી જુઓ.

**પ ફ બ ભ મ** - આ પાંચના સમુહને ઔષ્ઠવ્ય કહેવાય છે કારણકે આનો ઉચ્ચાર કરવા માટે બન્ને હોઠનું મિલન થાય છે. પ્રયત્ન કરી જુઓ.

આટલો વૈજ્ઞાનિક એપ્રોચ છે દુનિયાની અન્ય કોઈપણ ભાષામાં? આપણે આપણી ભારતીય ભાષા માટે ગૌરવ જરૂર કરીએ પણ સાથોસાથ જાણકારી રાખીએ તથા દુનિયાને પણ જણાવીએ.

## પ્રેરણાત્મક ... આપણે સૌએ અપનાવવા જેવું ...

તા :- ૨૮/૦૮/૨૦૨૦

શ્રી ભાણજીભાઈ શિવદાસ ભાઈ ભાવાણી, બીલીમોરા - DGR, 98794 13300.

પ્રતિનિધિ :- મહેન્દ્રભાઈ સાંખલા, બીલીમોરા. 98250 59380.

શ્રી હિતેશ શાંતિલાલ ધોળુ, જમથડા - CCM, 98798 24253.

શ્રી ભવાનજી કાંતિભાઈ વાસાણી, વિસનગર - UGR, 94276 83091.

પ્રતિનિધિ :- નિલેશ સુરાણી, તલોદ.

પોતાના ૨૮-૮-૨૦૨૦ ના રોજ જન્મદિવસ નિમિત્તે સનાતન ધર્મ પત્રિકા ના આજીવન સભ્ય બની સમાજ પ્રત્યેની પોતાની ફરજ અને લાગણી વ્યક્ત કરી છે.

શ્રી સમાજ અને યુવાસંઘ તેમનો આભાર સાથે જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છાઓ પાઠવે છે.

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા.૨૬.૦૮.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૮૮:**

કેટલા સેન્ટીમીટર કે ઈંચ વરસાદ થયો, એ માપવા માટેના સાધન ને શું કહેવાય છે... ??

સાચો જવાબ : Pluvio Meter (પ્લુવિઓ મીટર)

સાચો જવાબ આપનાર વિજેતા : ગૌરાંગ ખેતાભાઈ ધનાણી - કડોદરા. 9712299000.

**ગઈકાલ તા.૨૭.૦૮.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૮૯:**

કચ્છનો વિખ્યાત ડુંગર ધીણોધર, જે નખત્રાણા તાલુકાના દેવિસર અને અરલ ગામ ની નજીક છે, ત્યાં કયા સિદ્ધયોગી સંત એ તપ કર્યું હતું...?

**આજના પ્રશ્ન નંબર ૯૦ માટે જુઓ આજની સમાચાર વિડિયો ક્લિપ...**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઈનામ ...

આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## પરિવાર 'સમરસતા'નો ભાવ જગાડી સમાજ પ્રત્યે કૃતજ્ઞતા વ્યક્ત કરે

બાળક સંકુચિત અને સ્વકેન્દ્રી ન બને તે માટે એને પરિવારમાંથી જ સામાજિક સમરસતાનો પાઠ ભણાવવો જોઈએ. વિદ્યાલયમાંથી તો એ થોડે ઘણે અંશે વિકસે કારણ કે બધા વર્ગના વિદ્યાર્થીઓ સાથે ભણતા હોય...પણ એ બધા સાથે જ્ઞાતિ કે વર્ગના ભેદભાવ વિના મૈત્રી કરવાનો ભાવ ત્યારે જ જાગે જ્યારે એ શિક્ષણની શરૂઆત પરિવારમાંથી થાય.

પરિવારનાં અનેક કામો સમાજના નીચલા કહેવાતા વર્ગના લોકો કરતા હોય છે. ઘરનાં કચરા-પોતાં-વાસણ કરનારી બહેન, છાપું નાખનારો ફેરિયો, આંગણું સાફ કરનારો સફાઈ કામદાર, દૂધ આપી જનારો દૂધવાળો - આવી બધી સેવા કરનારા આ બધા લોકો સાથે આપણું વર્તન આત્મીયતાસભર અને સંવેદનપૂર્ણ છે ખરું ? ક્યારેય એમને માન-સ્નેહથી બોલાવી એમનાં સુખ-દુઃખમાં ભાગીદાર થવાનો પ્રયાસ કર્યો છે ખરો ? આપણા પરિવારના કોઈ મંગળ પ્રસંગે આપણે આ બધાને આત્મીયતાપૂર્વક નિમંત્રણ પાઠવીએ છીએ ખરા ? આપણે જો આવું બધું કરતાં હોઈશું તો બાળક પણ એવું કરશે...શીખશે.

ગાય-કૂતરાને રોજ રોટલી ખવડાવવી જોઈએ, પક્ષીઓને ચણ નાખવું જોઈએ, કીડીઓ માટે કીડિયારું નાખવું જોઈએ - શું એવા સંસ્કાર બાળકને ન આપવા જોઈએ ? આંગણે આવતા ભિક્ષુકને હડધૂત કરવાને બદલે પ્રેમપૂર્વક કંઈક આપવું જોઈએ...આવું બધું મોટાંઓને કરતાં જો બાળક જોશે તો એનામાં પણ એવી સંવેદના જાગશે.

**આ છે સામાજિક સમરસતાનો પાઠ !**

## શ્વશનની કસરત

- ડૉ. ધીરજ પટેલ



સુતા પહેલા એટલે કે સુવા જાઉં ત્યારે ડાબી સાઈડ સુઈ અને ૬ -૮ સેકન્ડ જેટલો ઊંડો શ્વાસ લો જેને ચારથી પાંચ સેકન્ડ રોકો અને ૬ થી ૮ સેકન્ડ સુધી બહાર કાઢો

ચારથી પાંચ સેકન્ડ ના ગેપ બાદ ૧૬ વાર રીપીટ કરો જે ફક્ત ડાબી સાઈડ જોઈને જ કરવો બહુ સારી કસરત છે જેનાથી ફેફસાંને લગતી બીમારીમાં ફાયદો થાય છે

સ્વસ્થ લોકો આ કસરત પણ કરી શકે છે.



## જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છા



૨૮-૦૮-૨૦

HAPPY BIRTHDAY

**શ્રી પરેશ દેવરામ રામાણી**

ચેન્નઈ - 'એક કર્મઠ લીડર'

- DBR, 98403 20384.

જન્મ દિવસ નિમિત્તે સુદિર્ઘ અને નિરામય જીવન ની શુભ કામનાઓ પાઠવીએ છીએ, આપશ્રી ને કુળદેવી શ્રી ઉમિયા મા આપના કાર્યો માટે સ્વાસ્થ્ય અને સંપન્નતા અર્પે એવી પ્રાર્થના...

પ્રચાર પ્રસાર સમિતિ




## અવસાન નોંધ

**તા. ૨૪-૦૮-૨૦૨૦**

સ્વ. શશીકાંત પુરુષોત્તમ ભાઈ ધોળુ,
ઉમર વર્ષ - ૪૮, કચ્છ - નાગલપર.

**તા. ૨૭-૦૮-૨૦૨૦**

સ્વ. ભાણજીભાઈ માધવજી લિંબાણી,
ઉમર વર્ષ - ૯૫
કચ્છ - નાગવીરી, હાલે - ચાલીસગાંવ.

સ્વ. શાંતિલાલ પચાણભાઈ ચૌહાણ,
ઉમર વર્ષ - ૪૯
કચ્છ - ખોંભડી, હાલે - બેંગ્લોર.

સ્વ. જીવરાજભાઈ રતનશી ગોરાણી,
ઉમર વર્ષ - ૬૮
કચ્છ - ખોંભડી, હાલે - આળેફાટા(મહારાષ્ટ્ર).

સ્વ. કુંવરબેન નારાયણભાઈ રૂડાણી,
ઉમર વર્ષ - ૮૦
કચ્છ-દેવપર (યક્ષ), હાલે-કડોદરા (સુરત).

સ્વ. રામજીભાઈ અરજણ લિંબાણી,
ઉમર વર્ષ - ૮૪
કચ્છ-કોટડા (જ), હાલે-ભુવનેશ્વર (ઓડિશા).